श्रीगणेशायनमः

# ચંદ્રકળા.

હિંદુ સંસારી ત્રિઅંકી નાટક.

## બાલીવાલા

### વિક્ટોરિયા નાટક મંડળી માટે ખાસ

(*)


રચનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

"નીલમ માણેક"–નાટકના લેખક



છપાવી પ્રસિદ્ધ કરનાર

મી૦ જહાંગીરજી આદરજી માસ્તર





ખપાટીઆ ચકલાપર આવેલા ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટિંગ પ્રેસમાં

નારાયણરાવ રણછોડજી દેસાઈએ છાપી.—સુરત.

સને ૧૯૨૨

કિંમત ૪ આના

# પાત્રજનો.

---

**લક્ષ્મીપ્રસાદ**........કોટન બ્રોકર— ધનલોભી શેઠીયો.
**વેણીપ્રસાદ**........કોટન બ્રોકર—લક્ષ્મીપ્રસાદનો ભલો ભાગીયો.
**બાપાલાલ**.........બીફલેસ બેરીસ્ટર.
**લાલદાસ**.........લુચ્ચો—બહુરૂપી જુગારી જુવાન.
**સવિતાપ્રસાદ**.........વેણીપ્રસાદનો પુત્ર.
**મી૦ જહોન**..........એક અંગ્રેજ કંપનીનો વડો ભાગીયો.
**મા૦ કહાનજી**.........લક્ષ્મીપ્રસાદની કંપનીનો મુનીમ.
**રામદાસ**..............બાપાલાલ બેરીસ્ટરનો બાપ.
**નંદવદન**............બાપાલાલનો સસરો
**સોમચંદ**..............લક્ષ્મીપ્રસાદનો પૂર્વનો વેવાઇ.
**બોઘાશા**..............સોમચંદનો દીકરો.
**ગોમાજી**..............મારવાડી.
**નવનીતરાય**...........ડોકટર—વેણીલાલનો જમાઇ.

એ સિવાય ફેરીયા, બેલીફ, બાબુ, રામો, ભાણીયો સિપાઇ પાડોસીયો, લાલીયો, કાપડીયો, કવિ, શાસ્ત્રી.

---

**ભાનુમતી**............વેણીપ્રસાદની પતિવ્રતા સ્ત્રી.
**રાનુમતી**..............વેણીપ્રસાદની પુત્રી.
**ગુમાનસુંદરી**........લક્ષ્મીપ્રસાની નવી વહુ.
**લીલાવતી**............લક્ષ્મીપ્રસાદના પુત્રી.
**ચંદ્રકળા**............લક્ષ્મીપ્રસાદની આગલી મૃત સ્ત્રીની પુત્રી.
**રસિકગવરી**..........બાપાલાલ બેરીસ્ટરની ફેશનેબલ સ્ત્રી.
**ઝવેર**................બાપાલાલની મા.
**સીતા**...............લક્ષ્મીપ્રસાદની વફાદાર ઘાટણ.
**કમળાગવરી**.........રસિકાની મા.
**લાડકી**..............સોમચંદની સ્ત્રી.
**શારદા**..............બોઘલાની ભલી સ્ત્રી.

એ સિવાય સખીઓ, સ્ત્રીમંડળ, સુબારકજાન, પાડોસણો.

---

# ચંદ્રકળા.

## ટુંકસાર.

### અંક ૧ લો.

૧—લક્ષ્મીપ્રસાદને ઘેર ઢવનીંગ પાર્ટીનો મેળાવડો ત્યાં લાલદાસ લુચ્ચાની લટપટ બાજીનો દેખાવ. પ્રેમી જોડાના પ્રેમભાવનાં.

૨—ભાનુમતીપર લક્ષ્મીપ્રસાદની બુરી નજર. ભાનુમતીનુ સતિત્વ બળથી તુચ્છકારી ચાલી જવું. ભોળા વેણીપ્રસાદને ભંભેરી ધીમી અસરનું જેર પાવું.

૩—બાપાલાલ બેરીસ્ટરનો તેના માબાપને ત્યાં ભવાડો.

૪—વેણીપ્રસાદનુ જેરની અસરથી મૃત્યુ.

૫—રસીકાની ફેશનની ફશિયારી અને બાપાલાલની કુટીયાંની નાચારી લાલદાસ લુચ્ચાનુ પ્રપંચ નંબર ૨.

૬—લક્ષ્મીપ્રસાદ,વેણી પ્રસાદની મિલ્કત દબાવવા માટે:મુનિમ સાથે ખાનગી મસલત મુનીમને ફરેબથી દૂર કરવો. બાપાલાલને હાથતાળી આપવી.

૭—દુ:ખી ભાનુમતીનું ઘર. બાપાલાલનુ ભાનુંમતીને સમજાવવું. લક્ષ્મીપ્રસાદે તેને ફુસલાવવની કોશીશ કરવી. તેમાં અંતે હાર અને દુ:ખી વિધવા નિરાધાર.

## અંક ૨ જો.



૧—લક્ષ્મીપ્રસાદના ઘરમાં ચંદ્રાયણની ઉજવણી ત્યાં લાડકી ડોસી અને બોબલાનું આવવું. શ્રીમંત વહુ અને ગરીબ જમાઇના ફજેતા. સવિતાનું આવવું. મગરૂર લક્ષ્મીના હાથે હડધુત થઇ પાછું ફરવું.

૨—રસીકા અને બાપાલાલનો ઘર સંસાર.

૩—નાગપોર સ્ટેશનનો વેઇટીંગ રૂમ. લાલદાસની લુચ્ચાઇ નંબર ત્રણ.

૪—ગમાર ધણી અને શાણી શારદાનો નાટક.

૫—લક્ષ્મીપ્રસાદના ઘરમાં ગુમાનનો દોર.

૬—હડધુત થયલા સવિતાને ગેબી મદદ. તેમાં પણ નિરાશા. મારવાડીને મારવાડનનો સંવાદ. લાલદાસ લુચ્ચો વેષધારી.

૭—ભાનુમતીનું મૃત્યુ. સૈયાપર સુતી છે. માગનારાનો દરોરો. નવનીતરાયની વફાદારી, ભાનુનું મૃત્યુ અને બાળકોની નાચારી.



## અંક ૩ જો



૧—લક્ષ્મીપ્રસાદનાં ઘરમાં લાલદાસની ચતુરાઇ નંબર પાંચ.

૨—ડાકટરની કૃપાથી સાનુ તથા સવિતાની ચઢેલ મહેલ. મુનીમનો આફ્રીકાથી આવવાની ખુશખબર.

૩—લક્ષ્મીપ્રસાદના ઘરમાં લાલદાસ લુચ્ચાની ધમાલ.

૪—રસીકાના માબાપમાં આચાર વિચારનું ઘર, લીલા તથા ગુમાનનું ખુન, અને લાલદાસનો આપઘાત.

૬—ફેશનએબલ બેરીસ્ટરની ઠેકાણે આવેલી સુદ્ધ, સુધરેલા વહુનાં હાથમાં ઝાડું.

૭—બોઘાભાઇ જવેરી, શારદાનાં પ્રતાપ.

૮—લક્ષ્મીપ્રસાદ સનેપાતની ધુનમાં. પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે. અંતે હકદારનો હક મળે છે. દમ્પતીનો જય અંતે ધર્મે જય પાપે ક્ષય.



શ્રી સત્યનારાયણ.

# ચંદ્રકળા.



## અંક પેહલો—પ્રવેશ પેહલો

ગાયન ૧.

પાત્રજનો—

વંદુ વિશ્વપતિ ! આપો સન્મતિ ગિરિધારી,
લીલા તારી, ધ્યાનમાં ધારી મૂર્તિ ન્યારી વારી,—વંદું.
ભવ–પટ રંગ ભૂમિપર નટજન ખેલ કરે હર શ્યામ;
રંગ તરંગ સુસંગ કુસંગ, અનેક રસે અભિધામ.
સુત્રધાર બની તું, વિહારી વરદે ?—
અંતે ધર્મે જય, પાપે ક્ષય ! જય જગવાલી—વંદું.

ગાયન ૨.

સુબારકજાન—

ઓ જસોદા તેરો કાન્હ કુંવર ગિરિધારી
છબ ઢબ પ્યારી. ગુન ધૂન ન્યારી—ઓ જસોદા.
માથે મુકુટ સોહે, હાથે લકુટ સોહે,
મુરલી મધુંર મોહે, ગ્યાન, ધ્યાન, જાન—ઓ જસોદા.

સાખી

લડી હય મોતિયોકી ખુશનુંમાં કાનોકે બાલેમેં;
પડી હય ચાંદનીકી જોત સોનેકે પ્યાલેમેં.—માથે મુકટસોહે.

## ગાયન ૩.

**સ્ત્રીમંડળ**–સખી ગાવો; મન હ ખાવો દીલ બહેલાવો આવો રે,
ખિલી રસાળી, રૂડી રૂપાળી, મનહર,
રંગીલી રાત રૂપેરી ભ.ત.
ખેલે શશિ આકાશે ઉલ્લાસે, રમણુ કરે વિહારી–સખી
પ્યારી કુમુદા, પ્રેમી ચોવના;
મનરંગે, પ્રિયસંગે મ્હાલતી, વિકાસતી.
પ્રીતિ મંદીરમાં, નીતિના નીરમાં, ખેલતી, હર ધ્યાન
ભાન—પ્રેમી.
સખી ચંદા, ચતુરી મધુરી રમે છે પ્રીય સાથ-સ.

## ગાયન ૪.

**ચંદ્રકળા**—મ્હારા રસિલા, છબીલા, પ્રીય પ્રાણુનાથ ?
નહિ છોડું રે ! હાથ નહિ છોડું રે !

**સવિતાપ્રસાદ**—પ્રિયે માનો, સુંખી જાણો,

**ચંદ્રકળા**—પીયુ પ્રમદા પરમાણો, નાથ—

**સવિતાપ્રસાદ**—ગુણુવંતી, જયવંતી, સુખવંતી, વાહ !

**ચંદ્રકળા**—રે પ્રેમી પ્યાસી છું, દાસી, રસીલા !
હઠીલા નહિ જાવા દઉં !

**સવિતાપ્રસાદ**—સુંદરી મને નહિ સતાવો !—રે પ્રેમી.

**ચંદ્રકળા**—પ્રિતી મંદિરમાં છો વસેલા પ્રીચ રંગીલા !

**સવિતાપ્રસાદ**—હાથ દો.

**ચંદ્રકળા**—સાથ લ્હો !

**સવિતાપ્રસાદ**—Good by—મ્હાશ.

ગાયન ૫.

લીલાવતી—મ્હારા સુંદર સલુણા, શામળા શુધ હેજે,
મને રસિક પ્રીતમ પ્રભુ દેજે, સખા—મ્હારા.
મધુર કળીના ભોગી મધુકર ? રટણ વિષે હરનિશ રહેજે;
મન રંગી હાં, તન રંગી, સંગી સારો દેજે—મ્હારા.

ગાયન ૬

બાલીયો—વાહેર માઝા. ખાદી ભંડાર,
જાઉં બલહાર, તુઝે યાર મઝેદાર—
ખાદીચ્યા બદીયાનને ખાદીચી ટોપી,
ધોતર પણ ખાદીચ્યા આંબાલા ચાર—
શેઠ માઝા સાહુકાર, શેઠાણી માલદાર,
સઘલ્યાંની ખાદીચ્યા. કેલા સ્વીકાર—

ગાયન. ૭

બાપલાલ—જાઓ જાઓ, શીર ન દુખાવો, હાથ
જોડયા ન્યાતને

સર્વે—બેરિસ્ટર, હાથ આપો ન્યાતને.

રામદાસ }
ઝવેર } જાઓ છો કયાં તજી મા તાતને?

બાપાલાલ—છોડો ખટપટ, જાણી લટપટ;
સર્વે—એમ દીસાવો ના !

રામદાસ }
ઝવેર } છોડો, છોડો, હઠ હઠ, દીકરા ફટફટ !

રસિકા—છટ્-છટ્ નોન્સન્સ !
સર્વે—વાહ વાહ ! જાઓ જાઓ.

રામદાસ } માન કહેલું મુરખડા !
ઝવેર

બાપાલાલ—બિ કવાઈટ યુ !
સર્વે— માનો ને ભાઈજી બાપાનું. !

રામદાસ } હાં માતા બાપાનું
ઝવેર

બાપાલાલ } અમે હાર્યા તમથી; જગતથી, ન્યાત ઘરથી
રસિકા

સર્વે—હાં, હાં, એવી તાલ લગાડો, આળ ચડાવો,
રામદાસ—પસ્તાશો હાં !

બાપાલાલ—છટ્-છટ્ નોન્સન્સ ?—જાવો.

ગાયન ૮.

ભાનુમતી—વિપત્તિ વિભુ ટાળો રે,
મહેર કરી, સ્હેમ ધરી, નજર ભરી—વિપત્તિ.
મુજ અબળા ઉપર, હર !
શાન્તિ ધર, કાન્તિ હર, ભ્રાન્તિ હર, ગિરધર શ્રીજીવર.
ફૂલ કળી, જાય બળી, રીંગણીપર હિમ ઢળી.
હાયે ! દીલ જાય ઝળી, સમયસર શાન્તિ કરી,
હું આવી શરણે, તારે હું ચરણે,
તારી લ્હે વ્હાલા, શરમભર—ટાળો રે.

ગાયન ૯.

ભાનુમતી—( ગુસ્સાથી )
ખોટી માયા ઉપર ગુમાન કરો ન, ડરો જશ ડરો.
નથી અખંડ સાહ્યબી કોઇમી રે ટકી,
ને ટકવાની નથી–ખોટી.

જેમણે સાચું સુખ ન જાણ્યું, હીત અહીત
નહિ પરમાણ્યું;
ઝ.ળક બિંદુને મોતીડું માન્યું, મદમાં માન ભર્યું
જીવન વ્યર્થ કર્યું, પુન્ય, હર્યું, આ–માયા

ગાયન ૧૦.

**સાનુમતી**

ના વિસારીયે દયા હ્રુદયમાંથી રમ ના વિસારીયે!
રંકમાંથી રાય થઇએ કરિયે લક્ષ્મી રાજ,
ભૂલીયે નહિ અસલ દશા, ભલે ચડે શીરતાજ–ના વિસારીયે
માનવનો અવતાર ફરી ફરી, નહિ આવે મન માન;
આવ્યા તેવા ચાલતા થશો, હા મુકી માન ગુમાન–ના વિસારીયે

ગાયન ૧૧.

સ્રી મંડળ—ચમક ચમકતી ચપળ ચંદની,
છાઇ પુરણ નભમહીં.
ઝળક ઝળકતી વિમળ સુરજની,
ન્હાઇ ધરતી રસમહીં—ચમક,
ચાંદ્રાયણ વૃત આજ કરની,
સુંદ ી પ્રીતથી;
રસિક હ્રુદયમાં શાન્તિ ભરતી,
પુજન કરતી શુદ્ધ મતિ—ચમક,

ગરબો.

ખિલી બહાર ચમકદાર ચંદની રૂડી રૂપાળી
ચંદ્રમુખી ચતુરાના સુઅંગે,
છાઇ રૂપેરી ચુંદડી રસાળી—ખીલી.
નાજુક જેમ જુવાની ખિલેલી;
કાચી કળી ધીમે ધીમે ફૂલેલી,
મધુંર પરાગે બહેકી રહેલી, તેમ હસંતી આ
હરિયાળી—ખિલી

ગાયન ૧૩.

**ઓધલો**—નખરાં કરેછે અલી શેનાં ! ઉભી રે પ્યારી,
**લીલાવતી**—કાંડું મ્હારૂં તું છોડી દેનાં, ઓ રોયા છોડી દેના,
ઓ મુવા છોડી દેનાં, ઉભી રે પ્યારી—નખરાં.
**ઓધલો**—તારા ઉપર જાઉં વારી હું વ્હાલી,
મીઠી પ્યાલી પા મ્હારી મેના, ઉભી રે પ્યારી—નખરાં,
**લીલાવતી**—
"હાય હાયરે ! આ પીટયો તો મારીજ પુઠે લાગ્યો છે!"
**સખીઓ**—આવો રસીલો પ્યારો બ્હેની ન મળશે;
**ઓધલો**—"જીવતાં રહો; ખરૂં કહ્યું બા !"
**લીલાવતી**—બળ્યાં આ લાડ બાઇ એનાં, ઉભી રે પ્યારી-નખરાં

**બાપાલાલ**— ગાયન ૧૪

કોઇ પ્રિત કરો તો ભલે સજનને સમાનતા જો જો
ફાટે પણ ફીટે નહી પોટ કુસુંપ જો જો—સજન
રેતીમાં ભી વાવી ન દઇયે, ગુલાબમાંથી કાંટા ન લઇએ
રસીક પ્રિયા જો જો— શજનને
પ્રિત કસોટી કસપર કસિયે, સત્તાણું સોનું જોઇ વસિયે
કિમ્મત કરી જો જો— સજનને

**લાલદાસ**— ગાયન ૧૫

આહા શી ગડબડ શડબડ
હા! હા! શી લટપટ ખટપટ
વાહવા! શી દુન્યા દોરણી ડોલે, છલબલ કળબળ
દુન્યાં ઝુકે તેમ ઝુકાવનાર
બંકા બહાદૂર બ્હેકાવનાર
ખાયે ઘી ખાંડ રંગ ઉડાવનાર યાર
બંદાનો તેમાં છે બેડો પાર— આહા,

ગાયન ૧૬.

શારદા—સુંદર શરીરે મ્હારા સ્વામીને શીખાવું,
મીઠાં મીઠાં ગીતડા હું ગાવું, રિઝ'વું રૂડા રાગે,
હું ભાવથી ભણુ વું.
બોઘલો—"ત્યારે તો તુંજ મ્હારી માસ્તર"—સુંદર.
શારદા—રમતાં ને બોલતાં હું આપું રમકડા,
અક્ષર ને અંક રંગ ઓળખી ચમકતાં.
બોઘલો—"હું શીખ્યા પછી તો બોઘાજી ઝવેરી થશે,
શારદા—અંહું ! ત્યારે તો વ્હાલાનો હાથ લઇને શારદા
ફરવા જશે,
બોઘલો—"ગાડીમાં બેસાડીને કે ટાંટીયા તોડતાં?"
શારદા—મોટર મંગાવી વ્હાલાને ફેરાવું.
બોઘલો—"વાહવા ચલાવો, ભું ભું ભું"—સુંદર.

ગાયન. ૧૭

સોદાગર શાણા, સાચાં મોતી તું મને દેજે,
સંસારી દરિએ, જૂઠી છીપોનાં કદી લ્હેજે—સોદાગર.
ખાડીમાં તરી આવશે, અનેક જીવો આપ;
પૂર્ણ તપાસી પેખજે, જોજે ! ખાતો ન થાપરે—
માયાનાં મોતી, આકળ જેવાં તો મળે સ્હેજે—સોદાગર.
ઉંડા જળમાં ઉતરી, પાડી પુરો પ્રકાશ;
સારા સાર વિચારીને; મેળવજે મોતી ખાસરે—
આશાના જીવડા, નીતિની માળાં હાથ લ્હેજે—સોદાગર.

ગાયન નો ૧૮

ગામાજીને } મારવાડરો રેંટીયા કે કાંતી મુકી પુણી રાજ.
શેઠાણી } ખાદીરી આબાદી દેખી, લાડીજી રે ધુણી

મોકે રેંટીયો અપાવો, મોકે ખાદિરે પહેનાવો
ખાદીરી શાડીને ચોળી, લાડીજી શણગારી,
શૅાધે ભાડે સીધ પુરશી. જાત્રા કીની ભારી.
ગોરી કાંતે રેંટીયો, મેં ખાદી તાર બનાઉ.
ગરીબ કો હે માળવો ગાંધીજી કે ગુણ ગાઉં
બાપ કમાવે બેટા ખાવે, બેશી ખાદી રોપી;
બાપુ પહેને બદન, બેટા પહેને ગાંધી ટોપી.

ગાયન ૧૯.

નારી ગણી નરખટ જગપટમાં,
સુંદરીયો, ક્રૂર મનની—ગંદી તનની.
અવગુણી અવિચારી ઘટમાં—નારી.
રીઝે તો. રીઝાવે મન ખીજે ફોળી.
ખાયે તન, મનલલી યારી લટપટમા.
ભવમા એકલાં સારાં ભલે દુન્યાથી ન્યારા.
ભુવનીથી હાર્યા ભવ વટમા.
નથી પડવું એ ખટપટમા—નારી.

ગાયન ૨૦.

પુર્ણ પ્રેમ રસ—ધારા જગમાં, નિરખી પિનારા—
લાખ મહિંથી કોક મળેછે, ભવ જળ તરનારા—છે પુર્ણ.
પ્રેમલક્ષણા ભક્તિભાળી,
પ્રીત ગાંઠ જેણે ચિત્તવાળી,
નિર્મળ નજરે શંક્તિ ન્યાળી મન સુખ ભરનારઃ—છે પુર્ણ.
જેમ કૃષ્ણ ગોપીની પ્રીતિ,
જેમ રામ સીતાની રીતિ;
ગાયે ગિરિધરની ગીતિ,
બીતિ નહિ ભગવત વણ કોની, વિરલ વિચારનારાં—છે પુર્ણ

ગાયન નં૦ ૨૧

લીલાવતી–હમારી ભારતીય માતા, હમે છીયે હીંન્દના સંતાન.
હમારો જન્મને અવસાન, હમારો દેશ હીંદુસ્તાન.
રસીલા રેંટીયા કાંતી, બનાવી ખાદી નીજ હાથે.
સોહ.વે લગ્ન વીવાહે હમારો દેશ હીંદુસ્તાન,
ગયા સંદેશડો લઇને; અમર થઇ હીંદના દાદા,
ફીરોજશાહ, ગોખલે, તીલક, હમારો દેશ હીદુસ્તાન.
મહાત્મા દેશ બંધુદાસ, :નહેરૂ, શૌકતને મહમદ.
તપસ્વીના તપે તરશે, હમારો દેશ હિદુસ્તાન.
વદો સૌ ગાંધીજીની જય, વળી સૌ દેશ ભકતોની
વળી ખાદી તણા જય જય, વંદેમાતરમ્ પ્રણામ.

ગાયન. ૨૨

એક મ્હારૂં ધ્યાન છે, ગુલતાન ત્હારા નામમાં;
માનમાં મસ્તાન છે, મન, એક ત્હારાં કામમાં.–એક મ્હારૂં.
મૂર્તિ મેં ત્હારી નિહાળી, ભાન ભૂલી ગાત્ર ગાળી;
લાગી લગની પ્રીતિ તારી, ધન્ય ત્હારા ધામમાં.–એક મ્હારૂ
મેં ન જોઇ ત્હારી માયા, કે ન જોઈ ત્હારી કાયા;
માની છે મેં ત્હારી છાયાં, ભક્તિ ઠારી ઠામમાં.–એક મ્હારૂં

ગાયન ૨૩.

પ્રીતમજી પાતળીયા પ્રીય પ્રાણ છો, જાન છો,
વ્હાલા સ્વામી, મ્હારા લાલા સ્વામી, સુજાણ છો,–પ્રીતમજી
પ્રીતિજ જયાં પડદો નહિ, 'પડદોજ ત્યાં નહિ પ્રીતડી
ઉગે શશિ આકાશમાં ખિલે કુમુદા ચિત્તથી.
આહા રૂસીલા પ્રેમઘેલા અલબેલા
હાં, વ્હાલા, પ્રેમી પ્રાણદાન દો—પ્રીતમજી.

ગાયન ૨૪.

મુજ વ્હાલા રઢીયાળા શામળા.
રૂપાળા શામળા ધીરે આવજો ધીરે ધ.રે આવજો.
રસીયન રેવા તુ પ્યારી પ્યરી હેતી.
વિસારી પાની પાણી સુંદરી.
વાણી વિલાસમા પ્રીતીના પાશમા.
અંતર ઉલાસ આશમા
ચતુર સુજાણ સુખરૂપ. ખાણ
ચાલો ચાલો રસીયાજી રહૃદયમા
વસીયાજી અંતરમા ઠસીયાજી

